# ભર્તૃહરીનાટકનાં
# ગાયનો.

**બનાવનાર. તથા છપાવનાર**

રાઠોડ હીરજી કાળુજી મોરબી આર્ય સુબોધ નાટક
મંડળીના પુર્વેના એકટર રહેવાશી લીંબડી

પ્રત ૧૦૦૦



**અમદાવાદ.**

“હિંદુસ્તાન” પ્રીન્ટીંગ પ્રેસમાં શા. પ્રેમચંદ
કસ્તુરચંદે છાપ્યું.

સંવત ૧૯૪૬—સેન ૧૮૯૦

કીમત રૂ. ૦–૨–૦

# ભર્તૃહરીનાટકના ગાયનો.

### રાગ હોરી.

પ્રભુ તમ ચરણે નમિને, અરજ કરે દાસ તમારો. ટેક.
અલ્પ મતીથી ખેલ આદરીઓ, આપ તણો છે આધાર.
દીન જાણી મુજને વીભુ જગના, મતી દેજો તમે સાર.
નીરાધારનો છો આધાર. પ્રભુ૦
ભરતુહરી નાટક આજ હું ભજવું, ધરી તમારૂં ધ્યાન;
વિઘ્ન હમારાં દુરરે કરશો, ખુશી થાયે ગુણવાન.
નિરંતર રહુ તમ નામ. પ્રભુ૦

### રામ જાજાને બેનિ.

ભલારે લોકો મરના નકી એકવાર,
યહ દુનીયામાં થોડાસા જીના. ટેક.
ધન દોલત ઓર માલ ખજાનારે,
સંગે આવે ન તલભાર. ભલારે
માટેરે તું મનવા મોજ કરલેરે,
એ જીંદગીકા નાહી આધાર. ભલારે

રાગ (સુણ રંગુ…)

ઉત્તર હું હું દક્ષિણ હું હું, હું હું હતો સારા ગામ;
પલક એકમાં પકડી લાવું, હું હી સર્વે મોટા વાગ.
ત્રણ શીરનો નાયક કહેવું, અહમે હરીઓ ચાર નાગ;
વખાણ કરશું બહાદુરીનાં, મુજને જાણે આખું ગામ.
એક હાકોટો જો મારૂ તો, હજાર હાથી મુતરી જાય;
પણ બીલાડી નજરે પડે તો, બંદા ત્યાંથી રવાના થાય.

રાગ સદર.

હાથ બલૈયું નાકમાં વાળી, ધાત્તર પેરૂં આણી સાર;
માથે સાડલો ઓઢીને હું, ગદ્ધા ઉપર થઉં અસ્વાર.
તરવાર બદલે લઉ તાવેતો, બરછી બદલે થઉ કડછી સાર
એવી રીતે રોફ મારીને, બંદો ચોર પકડવા જાય.
બંદુક બદલે શું લઈ જાવું, એ વિચાર મુજ મનમાં થાય.
પણ ઢાલ જાણીને લઉ રોટલો, ભુખ લાગે તો ખાવા થાય.

રાગ માઢ.

મુખ ઉચાર શું કરોછો, બાઈ મારી આજ;
શોભે નહીં ક્ષત્રી જાતને, આવું અચરીત કાજ. ટેક
જાણે કદાપી રાજવીનો, ઘાત થાય નીરધાર;
માટે કે'વું મારૂં માની, દુર કરો એ વીચાર. મુખ
પતિવૃતાનો ધર્મ ન છોડો, હાથ જોડું આ વાર;
મોક્ષ ગતિ તો પામશો, સાથ રહે કીરતાર. મુખ





રાગ સદર.

કે'વું મારૂં માનીને તું, જા દાસી આ વાર;
નહીં તો આરોપ ખોટું મુકી, કાઢીશ મહેલની બાર. ટેક
ચિત્ત લાગ્યું એ છેલમાં, ક્યારે ભેટયે પ્યારો યાર;
રોમરોમ કામદેવ વ્યાપ્યો અંગ મોઝાર. કે'વું
કાર્ય મારૂં આ સીધ કરીશ તો, દઉં ઇનામ અપાર;
ખુશાલીમાં તુજને દાસી, આપીશ એકાવળ હાર. કે'વું

દક્ષીણી લાવણી

જલદી જાઉં હું, લાવું તમારો યારરે;
ક્રોધ ન કરો, શાંતી ધરો, મોજ કરો, ઉદાસી હરો.
હાજર કરૂં નીરધારરે. ટેક
વચન લોપ કેમ આપનું કરૂં હું રે,
હું છું દાસી, આપની ખાસી, છોડો ઉદાસી,
કહું મુખ ભાસી, જાઉં છું આ વારરે. જલદી.

લાવણી

નહીં તોડું કભી દીલજાન, મહોબત તેરી;
હે તું સચે જીગરકી જાન, સખાવત મેરી.
મુજ સમજ તું તેરે દીલમે, દીલબર પ્યારા;
કભી અલગ ન હોઉંગા, જાન તેરેસે ન્યારા.
કેસી ખુદાને જોડી મીલાઇ, હય યહ ખાસી,
ગુલ બહાર ચેરા તુજ દેખ, આતી મુજ હાંસી.

ખા કસમ કે'તા હુ જાન, સચા મેરા માન;
ન હોઉ નાદાન, અલગ નહીં રહુંગા.
તેરે બદલે પ્યારી જાન, બખતપર દઉંગા.

રામ સોભે છે જોડી

શુણી વાણી મજેદારીરે, હર્શ થયો મન ભારીરે. ટેક
શીર મુગટ આપ છો મારા, હું છું તમારી જાન;
ઇશની પાસે હાથ જોડી કહું, કલેશ કદી નવ આણેરે.
જોબનવતી હું છું નારી, મળ્યે તમ જેવા યાર;
સારસ પક્ષીના જેવી જોડી બની ગઇ આ વારરે. સુણી

રાગ અચ્છા મેરી જાન

અહો દીલજાન પ્રીતી કમ તેરી, અબ દીખાતી જાનમેરી ટેક
બાતતેરી જો કહુ કીસીકુનો, કાટે સાપ જંગલ ઝેરી;
બે ઇમાનિ જો કરૂં કદાપિ, કસમ ખાઉ રોઝા કેરી. અહો
એકદમ તું જાહેર કર દે, મતકર અબ તું અવેરી;
ખોલ બ્યાન તું દીલકા પ્યારી, કભી નહો ઉગા નમેરી. અહો

રાગ બનઝારો.

બીના સાંભળો છેલ અમારી, મુજ મુખે કહુ વિસ્તારી.
જુદાઇ ન તમથી રાખું, પ્યારા સાચેસાચુ ખાખું;
નવ બોલુ જુઠ લગારી— ટેક.
પીંગળાએ તમને જોયા, જોઇ રૂપ તમારૂ મોહયા,
ચાહે પ્રિતી છેલ તમારી— મુજ

ખુદા બાત કરે આ કેસી, જાને જાન લગે વો જેસી;
નહિં ચહીએ તેરી યારી, ચલ નિકલ ઈહાંસે બારી;
તેરી બાતમે અંદેશા રહેતા, મે સચા તુજકું કહેતા;
તુ લગતી માત હમારી— ચલ૦
પ્યારા વીચારી આપ મુખભાખો, જરા શર્મતમો તો રાખો;
ના શોભે વાણી લગારી— ચલ૦

## રાગ સુનોપીયા

હજુ આવી નહિ પ્રિય દાસી,
તેથી ચિત રહે ઉદાસીરે. ટેક
દિલ લાગ્યું એ છેલમાં મારૂ,
મેળવ તું અવિનાસીરે— હજુ૦
એના વિના આ મેહેલ સુનો છે,
કહું છું મુખ ભાષીરે— હજુ૦
મુખાર્વીંદ એનું નિહાળું જ્યારે,
ત્યારે મન હુલાસીરે— હજુ૦

## લાવણી

મારા છેલ છબીલા યાર બસેરે પધાર્યા,
થયા સફળ અમારા કાર્ય, મનના ધાર્યા.
આવો નજીક મારા યાર, નહીં ગભરાઓ,
નહિ રાખો કોઈનો ડર, મોજ અહિં ઉડાઓ,
તમે દિલમાં જાણો યાર, આ રાજ તમારૂં;

કીંચીત રાખો ન જુદાઇ, માનો કહ્યું મારૂં.

રાગ સારગની ગજલ.

ક્યા ખ્વાબ આયા મુજકો, સુન લે પરવરદીગાર. ટેક,
નાજુક પુતલી પાસ ખડી હે, બદનકી કેસી બહાર. ક્યા.
મુખ હેઇસકા ચંદ્ર જેસા, મારે નેનુકા બાન,
રોશનાઈ યે દેખકે, હો ગયે બે ભાન.

રાગ કનેરો.

સુંદર છબીતમ પ્યારા ન નિહાળું,
ત્યાં લગી પ્રીય પ્રાણ બળે દીલ મારૂં. ટેક
માટે હરદમ પાસ રહો મારી,
એટલી વિનતિ સ્વિકારો તમ પ્યારી. સુંદર૦
જળથી માછલી અળગી હોય તો,
કેટલું દુઃખ ખમે તે બિચારી. સુંદર
તેવી રીતે તમ વીયોગ તમ થાતાં,
જાણું પતિ મારી જીંદગી અકારી. સુંદર૦

રાગ અહો તમ સમાન ધરનારી

નહીં અલગ હોઉં મુજ પ્યારી,
તુ સમજ આપ દીલ ધારી;
રાજકાજ ઓર ધર્માસનમાં,
દિલ નવ ચોટે લગારી,
મુખારવિંદ તુજ પ્રિય નવ દેખું,

થાય દુઃખ દીલ ભારી,
શોકસિંધુ તું દુર કર પ્યારી;
હરદમ રહું પાસ તારી,
ક્ષણભર તુજને અલગ કરૂં નહિ,
સાચુ માન તું નારી,

રાગ ચંદાબીન

અરે મમ પ્રાણ પ્યારા કંથ, ખુશી હું દિલમાં થઈ અત્યંત;
વાક્ય મધુર સુણી આપ તણાં, મુજ ઉરે હર્ષ નવ માય.
આનંદના ઉભરા છુટે છે, સુખ અતિ દિલ થાય;
ભોજનવેળા થઈ છે પ્યારા, આવો સ્વામીનાથ.
ઉઠો જલદી કંથજી મારા, જમીએ બેસી સાથ;
વીવીધ જાતની રસોઈ કરી છે, આપને અતિ પ્યાર.
જેથી આપને આનંદ ઉપજે, મનમાં અપરંપાર;

રાગ જબસે ફલંદર

પ્યારી તેરી સચ્ચી દેખી, કબીન તુજકું મેં છોડું;
હરદમ દિલભર જાન હમારી જયાદા પ્યાર તુજસે જોડું.
ચલો આવે મેરી જાન, અબ પીગલાકી પાસ;
બક્ષીસ દિલાઉ તેરે મનમેં આન ખાસ,
જુદાઈ ન રખાના જાનિ, એસી રાખું આશ. ચલો

રાગ સદર

ખુશી થઈ હું અત્યંત દીલમાં, વાક્ય સુણી આ તમારાં;

હું છું દિલબર જાન તમારી; હૈયા હાર તમે મારા.
નહિ રાખું હું જુદાઈ પ્યારા, આપ કેરી સાથ;
માનો માનો માનો નહિ મારા પ્રાણનાથ.
ઇશ સાગે ખાઉ સમ જોડી બન્ને હાથ;

યારસેં બદલીરે નજર તોડી.

બખત પ્યારી ઈહાં બહોત ગુજરા— ટેક.
મેરે બીના મેરી પ્યારી પીંગલા બની હોગી ગરકાવ,
રાહમેરીવો દેખત હોગી ક્યુ નહિ આયા મેરા નાથ. ગુજરા
રૂકસત હોવે ઈહાસે પ્યારી મિલેજા પિંગલા નાર
મોજ મઝા ઓર ગમત ઉડાવેંગે, મિલકે તિનુ આ વાર. ગુજરા

રાગ સૈયા મોરા કબુગર આવે

અહો દિલજાનિ જુલમ બોત ગુજરે
જુલમ બોત ગુજરે જુલમ બોતગુજરેગુજરેગુજરે ટેક
ભરથુહરી રાજાકા છોટા બંધુ,
સખ્ત અતિશે મુજપર કરે,
ઈસકા ઇલાજ પ્યારી હોવે તો કરના,
બાત મેરી તું ઉર ધરે. ઉર ઉર
માલવ દેશ છોડ જાઉંગા પ્યારી,
બાત કહેતા હું સચ્ચી ખરે ખરે ખરે.

ભરથરી બાતા

સૈંયન મનમાં ગભરાઓ, મારા છેલ છબીલા યાર.

વિક્રમને માથે (૨) મુકીશ હું ખોટું આળ.
ભરમાવીને ભુપ ભરથરીને લાવીશ એનો કાળ.
દિલગીરી દુર (૨) કરી સદા આવો મુજ પાસ.
વચન સત્ય મુજ જાણજો હું કહુ છું આપને ખાસ.
જાણું કોકશાસ્ત્ર (૨) સમજાવું ભુપને સાર,
જેથી વિક્રમને કાઢસે ઉજેણીથી બહાર.

રાગ સોરઠ

પતિ વાત તમે મુજ લક્ષ દઈને ઉર ધરોરે ટેક૦
કુદષ્ટિ કરી વિક્રમ ભાઈએ, ઉદાસ તેથી છું હું આંહે,
પતિવ્રતાપર જુલમ અતિશે ગુજર્યોરે— પતિ૦
દાસી મારીને પોતે બોલાવી હકીકત એનિ સાથે કહાવિ,
કે'જે તારી બાઇને આવું મોલે ખરોરે— પતિ૦
નિતિવાન દાસી હતી મારી, વાત આવી મુજ પાસે ઉચ્ચારી,
બોલી મુખથી વાણીદ્વાર બંધ કરોરે— પતિ

ક્ષત્રી કલંક

તારી વાત સાંભળી લાગી લાય. વિક્રમાનધિભાઈ મારોરે.
અંગોઅંગે ઉપજે કષાય, "
કરૂ શિક્ષા અપુરંપાર, "
પ્રીયા દિલગીર થા માં લગાર, "
એને જઇ કરૂ ઉજેનિથી દૂર, "
પ્રાણુ વલભા તું માન જરૂર, "

હવે સત્વર જાઉં આ વાર, "
કરૂં શિક્ષા જઇ નિરધાર, "

### રાગ પ્રભુ તોરે નામકી

પ્રભુ આતું દરીદ્ર તે કેમ સહેવાશે
અંતરજામી સુખ ક્યારે થાશે ટેક.
એક દમડી મુજ પાસે નથી,
ને છોકરાં હવે શું ખાશે,
આગળ રીસાઇને બેઠા સુતા,
હવે તે કેમ મનાસે. પ્રભુ
દાંત દાણાને વઢવાડ થઇ છે.
કોણ મનાવવાને જાશે
ઉદ્યોગ જ્યાં લગી કર્યો નથી.
માટે લક્ષ્મી દુર ભાસે પ્રભુ
હવે ઉદ્યોગ કરૂં હું જ્યારે,
પછી લક્ષ્મી પ્રગટ થશે.
સેવા કરી કોઇ દેવ મનાવું;
ત્યારે માયા અથડાશે. પ્રભુ

### રાગ અહોતમ સમાન.

કરૂ વખાણુ અમારા ઘર નારી,
તેનો વર્ણન કહુ આ વારી.
અબે આગળ મોટા વાળ છે માથે,

સીકલ સુંદર બલીહારી.
રંગ એનો છે કોયલાથી કાળો,
કુબજાથી લાગે નઠારી,
પાણી ભરવાને મોકલી હોય તો,
બેડું ફોડી ઘર આવે.
ભોજન ઘેરાં રાંધવી હોય તો,
હાંડલાં દસ બદલાવે. કરૂ
આકડ પાનને ઘાસલેટ તેલથી,
આ પેશાક વધારી.
બે ભાગ નાંખે કાળી જીરીના,
મીઠું શેર બંગાળી. કરૂં.
ઇશાકના જમનારા છેલ આ,
પાટલો નાંખીને બેસે.
ખાતાં ખાતાં મોઢું બગાડું તો,
મારે મને ઠેસે ઠેસે. કરૂં.
માવડીમાવડી કહું મુખથી,
બંધ મારતી રે'છે.
ઘણું હેત લાવી મારાપર,
ઘરધણી ત્યારે મને કે'છે કરૂં.

રાગ સારંગની ગજલ.

ક્રૂર વચન તુજ સાંભળાંને, લાગી મુજને લાણ,

જેષ્ઠબંધુ પત્ની તુજ મુને માતુ તુલ્ય થાય ટેક
દાસી કેવી મોહોર કેવી, જાણું નહીં લગાર,
કોણે ભરમાવ્યો બાઇ તુજને, કર જરા વિચાર ક્રૂર
સ્વપ્ને નિંદા નારની, મે કીધી નથી સુન ભ્રાત,
વાત મારી જેષ્ટ બંધુ, માનો ખરે ખાત. ૨.

રાગ ભરથરી ભ્રાતા.

વહેમ ન ખોટો શીદ લહો મુજ ભ્રાત ભરથરી વીર.
તુજ પત્ની ભાઈ (૨) મુજ માતુ સમ પ્રમાણું,
ક્ષત્રી બચ્ચો હું થઇ અરે કેમ અનીતીમાં પગ આણું.
હે ધરતી માત (૨) તું માગ દેને આ વાર,
ફટ ફટ ફટ ફટ જીવતુંરે ધીક મારો અવતાર,
થયો અસ્ત સુર્ય (૨) ઉજ્જેનીનો આ વાર,
નકી માન ભુપ ભરથરી, તુ મન વિસે નીરધાર.
તું યાદ રાખે (૨) મુજ વિક્રમનાંય વચન,
સાચ ખોટ જાહેર થસે ત્યારે સોચ્ય કરીશ બહુ મન.
નીચ નારી કાજ (૨) તે દીધો મુને ધીકાર,
રોકાતું નહી પલ એક હું, જાઉ અરણ્ય વીસે નીરધાર,
હે માલવદેશ (૨) તુને છેલા કરૂ પ્રણામ.
મહેલ ત્યાગ તારો કરૂ, તું માને મારા સલામ.

રાગ ઇંગ્રેજી.

દ્રષ્ટીથી હવે દુરથા, કે'વું માનીને તું જા.
નહીં તો થાશે તારી ઘાત, માન તું તો ખરેખાત,

જાણું છું બધા પ્રપંચ, ખોટો શીદ કરે પાખંડ.
મુખ તારૂં માં બતાવ, છુટવાનો કરછ તું દાવ.
નક્કી ભ્રાત જોઉં તુને, કાળ વ્યાપે છે મુને.
પણ શું કરૂં થયો તું ભાઇ, નહીં તો મારૂં હું સહી.

## રાગ ક્ષત્રી કલંક.

હવે જુવાન તું તારી બંધ રાખ, છોડું છું હું તો રાજ તારૂં રે;
ઉજેનીમાં રહું નહીં વાત લાખ છોડું છું.
સાચો માન્યો તેં નીચ નારી બોલ. છોડું છું
આગળ જોજે શું થાશે એનો તોલ, છોડું છું
મતિ મુંઢ થયો તું ભુપાલ; છોડુ છુ
કેમ જીભ ઉપડી તજતા આ બાળ, છોડુ છુ
સત્ય જાહેર થાશે હે ભાઇ. છોડુ છુ
થશે દીલગીરી અત્યંત મન માંઈ, છોડુ છુ
તારી ઉજેનીને છેલ્લા નમસ્કાર; છોડુ છુ
મારી આ શાનું રાખીશ તલભાર, છોડુ છુ

## રાગ આસી વાત.

થયો સ્વાધીન નારથી ભાઇ, કર્યો ત્યાગ મારો
ધીક ધીક રે'વું મારે આંહીં, બળ્યો આ જન્મરો
ક્ષત્રી બચ્ચો થઇને શું કરૂં મન વિચારો;
પ્રભુ શું વાંક મુજતેં દીઠો દેશથી કર્યો ન્યારો ટેક
અસ્ત થયો ઉજેનીનો સુર્ય, અરે નીરધાર

એવું ભાસે ગનની માય, મુને આ વાર
નહી તો ક્રૂર વિચાર ન થાત, ભુપને લગાર;
ખરે બનવું હતું તે બનીયું અસત્યથી ઉગારો. ધન્યો

રાગ જબસેં કલંદર.

શ્રી બ્રાહ્મણપ્રતિપાળ મહારાજા આનંદ રૈયત વરતે છે.
થાય કદાપી ન તોફાન કજીયો, જય જય મુખથી ઉચરે છે.
સદા મગનમાં રહે છે આપની પ્યારી પ્રજાને ચીવંત
માયેઆપ છો રાજા. આપનાં ડરેથી છોડે દુશ્મનો ભાગ્યાં સદા

રાગ જાને કુમલા

ધીક ધીક તુને છે. ઓ બાઇ મારી. ધીક ધીક તુને છે ટેક
નીતિ માર્ગ તેં તો દુર કરયોરે કાધી મુખથી યારી કાધી
સુસ્ત થઇ આ કેવો પડયો છે. દેહ ભાન ન લગારી દેહ
સત્વર આને જગાડું હું તો. પછી કરીએ તૈયારી પછ

રાગ બનજારા.

ચલ સરક યહાંસેં નારી મેરે ઘરસેં નીકલને બારી. ટેક
દો બજે તનક રાહ દેખી. તેરી શેખી સબમે પેખી
કેતા હું જા આ વારી મેરે
શુસા હાથ ન આતા રેતા મેં સચા તુજકું કેતા.
કરૂંગા તેરી બે હાલી મેરે
તેરી પીંગલાકું જા કેના મેરે મકાન આકે મીલના.
ઇશ્ક જેસી મેરે હજારી મેરે

રાગ સદર

મુજ બાઈ તણા છેલ પ્યારા નહીં ગુસો કરો આ વારા
તમ માટે ભોજન બનાવ્યાં. ઘણી તરતી બે પકવાવ્યાં.
સ્વાદિષ્ટ છે અપરંપાર નહીં.
સરબતના સીસા ભારી ફુલ ગુલાબ મોગર હજારી.
મુખવાસ મંગાવ્યાં છે સારા નહીં
બહુવાર થઇ છે અહીંયા રાહ જોતી હશે મુજ બાઈ ત્યાં.
કેમ નાવ્યા દીલભર મારા નહીં

રાગ ચંદા બીન.

ખુશી હુવા દીલભારી. ચલો ચલો જાવે પાસ પ્યારી ટેક.
ખાને પીને પર જ્યાદે પ્રીતી રખતા હું મેનાર.
અસલ બાત જોકી હોતી તો ગુસા કરત ન લગાર ખુશી
રીસ તેં મનમે લેશન રખના માફ માગું આ વાર,
ચલીયે હાસી અબતો યહીસેં દેખે પીગલાકા પ્યાર ખુશી

રાગ

મારી પ્યારી નારી ફળ તુંતો પ્રાશનજ કર.
ઉમંગથી આપું તુંને, હર્ષ થયો એવો મુને,
માટે આવ્યો તુજ કને, ઝટ તુંતો જમી લેને. પ્યારી
અમર થઇશ નારી, મારે મન લાભકારી.
દુરૂં નહીં તુને ન્યારી, પાસે બેસી રહે મારી.
એવી રાખું આશ, નકી મનમાં ખાસ.

સદા આનંદ હુલાસ, કદી રહે ના ઉદાસ. પ્યાર

રાગ હીંડી,

પ્રાણનાથ ફળ આપ જમી લીજે,
મુજ દાસી વચન મનમાં ધરીજે;
તખ્ત ઉપર બેસી ખુશીથી રાજ કીજે. ટેક.
માટે મારી આપ અરજ ઉર ધારો.
થઈ અમર પ્યારા કંથ પ્રજા સુધારો.
એવા રાખો તમ દાસી મન વિચારો. પ્રાણ.

રાગ આશાગોડી

દીલ ચોટયું તુજ માંહી, પ્રીયા મારી દીલ ચોટયુ તુજ માંહી
માટે પ્રીતથી આપું આ તુજને, આરોગને પ્રીયા આહી
જુદો તારાથી ક્ષણ રહું તો આનંદ રીગે ન મુને કયાંહી
માટે અમર થા પ્રાણ વલભા. મરણ બીક રહે નાહી

રાગ ભલારે લોકો.

જાજાને દાસીયાર મારાને તું લાવ. મુઝાતો હશે.
એ અંધારા માંહી યાર
મનહરણ એણે કરી લીધું રે. માટે જલદી તું બોલાવ.
ખીજયો હશે જો છેલ એ મારોરે,
મનાવું કરી હાવભાવ. જાજા.

રાગ લાવણી.

ફળ જમોને મમ પ્યારા, દીએ ખુશોથી તમદારા અરે હાં;

રહાં રેહાં રેહાં ટેક.
છો પ્રાણુતણા આધાર, હૈયાના હાર; અરે મધમાર;
વિનવું આરાહ. ફુળ.
ખાઈ અગર થાઓ છેલ ઉડો રંગરેલ, હમેશાં આમેલ;
થાઓ ન કદી ન્યારા, ફુળ.
ધન્ય ધન્ય છે ગારાં યાર, તારી છું ગુલ બાહાર. હું તાબેદાર
વીરૂં હું મના તારા. ફુળ.

### રાગ સદર.

મેરી દીલ જીગર જાની, લેકે બાત તેરી માની; અરે હાં
રેહાં. રેહાં. રેહાં. ફુળ.
પ્યારી સદા રહું મસહુર, માને જરૂર; લેકીન કદી દુર;
સચી હું પટરાની. મેરી.
જાની સદા રહું તુજ પાસ, બાંદાસ માનતું ખાસ;
મેરી તુરાની. મેરી.
પ્યારી રજા માગુ આ વાર, છગીલીયાર, જાઉં ઘોડાર;
નહીં તો થાય હાની. મેરી.

### રાગ સુનો પોયા.

મેરી પ્યારીકું એ ફુલ દેના, ફીર ખુશી મજામે રહેનારે. ટેક
દીલભર જાનવો ગુલીસ, મેરી સચા હે મેરી દીલજાનરે;
પ્યારવો જ્યદા રખતી હે મુજપે.

મેરે જુદાઇ નહીં રખનારે. મેરી.
સત્વર આપમે જાકે મહાલેં, આપ અંધેરી;
નહીં કરનારે. મેરી.

### રાગ ઇગ્લીશ.

દારૂ પીલું મેરી જાન. (૨) તેરે બદલે મેરા જાન હે કુરબાન;
કીમ્મત હે ઇસ્મે બહોત હે પ્યારી, ઇસકી મઝાકુ ઓર.
કદાચ બુઢા પી લેવે, જુવાનીકા બતાવે જોર. પીલું.

### રાગ લાવણી.

અચ્છા મેરી જાન સંગ ન છુટે, લગી પ્રીત કે સંકુટે. ટેક.
ઘર બી છુટે બાર બી છુટે, કુટુંબકબીલા સબ છુટે. સં.
બારા બરસકી ઉમર મેરી, દેખ દેખ જોબન લુટે સં.
કાચી કલી મેં નાર રસીલી, ઉનકી મજા આશક લુટે સ.

### રાગ સદર.

અચ્છા મેરી જાન તું જો બનેગી ટેક.
તું જો બનેગી ફુલ ગુલાબી, મે ભમર બનકે હુંકું તે.
તું જો બનેગી લાલ બૈંગન, મેં બાલા બનકે હુંકું. તે.
તું જો બનેગી કાલી નાગન, મેં બાદી બનકે હુંકું. તે.
તું જો બનેગી દરીયાકી મચ્છલી, મેં મગર બનકે હુંકું.

### રાગ લાવણી.

અરે મારા છેલ છબીલા યાર, સદા રહું મે તાબેદાર. ટેક.
જે લીજ્યસે મચ્છીકી પ્રીત. એ સીકુ મુજ રીત;

માનોરે ખચીત કહું આવાર. મારા.

રાગ સહર.

મેરી ગુલ બહાર નારી, દીલ મે હુવા આનંદ ભારી. અરેહાં રેહાં રેહાં રેહાં. મેરી.

મે સચાહું તેરા યાર, તુજપે મેરા પ્યાર અરે દીલદાર. સચી તેરી યારી;

તું દીલભરસે દીલ જાન, માનું એ અહેશાન રખું પેચશાન જીગરસે પ્યારી. મેરી.

રાગ ગઝલ.

પ્યારાયાર તુ મેરા સચા દીલદાર હે સચા;

જાન મુખસે કયાં કહું અલગ ન હોઉં તુજસે કભી.

યે મુખડા તેરા દેખકે મેરે દીલકું હરદમ કરાર હે. પ્યારા

તેરાહી કારાર મેરા આશનામે હું દીલભર તેરી,

જાન કરું કુરબાન પીઆરી તેરાહી તાબેદાર હે;

હરદમ આના જાન છેલ, તુજ બીન જાવે નમેરી રેન,

ખુદા તુમતુજ ચહેરાપર મેરા દીલ દીલે જાર હે.

રાગ જાનન હઉંરે.

ઝાંપલી ઉઘાડરે, ઝાંપલી ઉઘાડ,

પ્રાણ પ્યારી નાર તુંતો ઝાંપલી ઉઘાડ;

પતિ તારો બાર બારણે ઉભો છો.

માટે તુંતો વાર ન લગાડ, ઝાંપલી.

કે અપરંગપાર, રાજાને ઘેરા. ખુશ.

રાગ

છોડો પરનારીકી પ્રીત, સચી કહના હું માનો દીલ ખચીત.
હાય હાય હાયરે. હંદરો.
પેહેલાં પ્રીતી કીની કુમતી, ફેર પીંગલા નાર.
ગુણકાને સત્યાનાશ નીકાલા, કીયા બોહોત ખુવાર.
માલવ દેશસે દુર હુવા, એ તીન નારીકે કાજ.
સોચ હોતાહે આ બખતે મુજ, હુવા હાલ બેહાલ. નહીં
અરે મીત્ર આ શું મતી થઈ તારી,
જોઈ તુજને આ રદય બળે છે આ મારી. ટેક
શીખામણ તુંને દીધી અતીશે,
માની નહીં તેં એક તલભારી. અરે
નીચ વેશ્યાની યારી કરી તો,
અંતે થઈ મીત્ર તારી ખુવારી. અરે
છેલીવાર હવે ભેટ તું પ્યારા,
હાય તેં કરી મારી જીંદગી અકારી. અરે
કોઇ રાજાને સમજાવો, જઇ પાછા મહેલ લાવો. ટેક
જગનાં મારૂં નાક કપાણું, હાય હવે શું થાય;
કંપે મુજ કાય, અરેરે હાય ઈશ મહેર લાવો.
કેર કામમાં હું લુબ્ધાણી, લાજ્યાં માત પીતાય;

હે જગરાય, કરૂં શું ઉપાય, થાય દુઃખદાવો. જાદ

### સૈયર દુઃખ

હાય હાય ભુંડું થયું જારી રમવામાં આજ;
સમુન્દે જાજ ડુબી ગયું, લાજ રાખો મહારાજ. હાય
કામાંધ બની જાનગી, કર્યો કાંઇ ન વીચાર;
માલવ ભૂપતિ પરહરી, કામસેન કર્યો યાર. હાય
અરે હવે હું શું કરૂં, સુજે કાંઇ ન ઉપાય.
શીખ દાશીની માની નહીં, લાજ્યાં માત પીતાય. હાય

### લલીત છંદ

અરરર હાયરે શુંયરે કરૂં, પતિ વિયોગથી હું ઝુરી મરૂં.
ખબર નોતીરે આમતો થશે, પતિ વીના અરે દીન કેમ જશે.
દિયર વિક્રમા દુર મેં કર્યા, તુજ નીસાસારે મુજને નડયા;
જાર કર્મમાં કાંઇ ન સુજીયું, દાસીનું અરે કેણુ ન માનીયું;
નીતી રીત મેં છોડી હાયરે, હવે વીચાર થાય દીલમાંયરે.
શું કરૂં હવે દાસી હાયરે, રદય મારૂં ફાટી જાયરે.
ક્ષણુ મનને અહીં ચેન ના પડે, દીલ માહરૂં આજતો બળે:
ઉપાય કાંઈ હવે સુજતો નથી, કહુંછું અરે મુજ મુખથી.
લલ્પાંત છોડો બાઇરે મારી, ઇશ સાય કરશે તમારીરે. ટેક
શીખામણુ મેં બહુ બહુ દીધી, માની નહીં આપે લગારીરે
ઇશ રટણુમાં મનજ રાખો, સહાય થશે ત્રીપુરારી.
આટલી અરજ મુજ ઉરમાં ધારો મને પણુ થ.ય સોચ ભારીરે.

રાગ શોરઠી ગજલ

હાય દીલગીરી મુજને ઘણી, મુજ ભ્રાત વિક્રમ વીરરે.
પાપી પીંગલાના કહ્યા થકી, તજ્યો ભ્રાત મેતો તને નકી
હાય હાય બધુ હું શું કરૂં, મુજ નયણે જાય છે નીરરે ટેક
નીચ નાર ગામે વુભ્ય થઇ. વચન તારાં ભ્રાત સુણ્યાં નહીં
અપસોસ થાય અતી ઘણો. હવે રેતી નથી મન ધીરરે
સતવર ભેખ ધારણુ હું કરૂં. બીયા બાન જંગલમાં ફરૂં
પતો લાગશે કયાં તાહરો, તુજવીણુ સાહે આશરીર રે થાય

રાગ મરેઠી ચાલની શાખા

સાથે તમારી આવું ભુપતિ. ના નહીં મુજને કહેશા.
મહેર કરીને મુજને આ વખતે માહારાજ શંગે લેશો.
ધીક ધીક મારે રેવું આંહી, ઉજેની શેહેર મોઝાર
એકલા તમને જાવા દઉં તો ધીક મારો અવતાર
નીમક હરામ હું કેમ થઉરે હેમગરાજ ભુપાલ
આહીં મુને કદી રાખીને જશો તો. પ્રાણુ કાઢુ તતકાલ

રાગ સીતાજીના મહીના

ભગવા વસ્ત્ર ઉતારોનાથ દયા કરો મુજપરે
હાય હાય જોઇ તમ સ્વાંગ બળી જાઉં હું ખરે
કરો કફની હવે તમો દુર ખપરને
પરહરો અરજ મારી ધરો તમે ઉર
હેલ મારે સંચરો

જોશ જાગેતો તમારો પલ રહ્યું ફાટી જાય છે
નથી રતું રહ્ય મુજ શરીર મઝહિ ધરતી માગરે
કંથ કહેમાં નાર મૈયા તું લાગ છ મારી
જોગી ઉભો મુજ ધાર ભીક્ષાની કર તૈયારી
આવેરી થાય આપાર મુખથી શું ઉચ્ચારે
સત્વર આણી આપ કહું માનીનીને ગારૂં
નહીં તો દેલ ત્યાગુ સહી વચન મારાં ઉચ્ચરો
સાર નથી સંસારમાં ઇશ્વરનું સ્મરણ કરો

જનુની જ્વો

માઇ માઇ મુખથી શું ઉચરો લાગે રૂ દીયામાં લાય જી
કઠોર વચન સુણી આપના અંગ ખાખ સગ થાયજી
યોગીનો વેશ તમે પરહરો
મુજ સાસુ હવે બોલમાં નીચ નફટ હે નારજી
અમૃત તારા મૂખમાં મનમાં કુડ અપારજી
ભીક્ષા દીયો ને મારી માવડી
એકવાર ગુનો માફ કરો પ્રીતમ પ્રાણ આધારજી
હવેરે આવું કત નહી કરૂ કહું છું મુખથી નીરધારજી
યોગીનો વેશ તમે પરહરો
પ્યાર બતાવ્યો મે અતીઘણો રાખી નહી કાઇ જુદાઇજી
અંતે ફળ તે આ મેળવ્યું દુર કરયો પ્યારો ભાઇજી
આ ઘા કદી નવ વિસરૂં

ધરતી મૈયાતું માગ દે સમાઇ જાઉં તુજ માયજી

યોગીનો વેશ.

ભ્રાતા વીક્રમ મુજ બંધવા, સાંભરે છે તુજ વેણજી.

નિર્લજના ફંદામાં હું ફસ્યો, નવ માન્યા તારા કેણજી.

ત્યારે ધા કદી નવ વીસરૂં.

ઓછેરી રાત રીયો સાયબા, ઉઠી જશો રે પ્રભાતજી.

અલ્પ જ્ઞાની મારૂં જાણીને, માન્ય કરો ન મારા નાથજી,

યોગીનો વેશ તમે પરહરો

રાન રેવાની આજ્ઞા નથી, ભીક્ષા આપો મુજ માઇજી.

નહીં તો પ્રાણ મુજ દેહ થકી, કાઢીશ આ મહેલ માયજી

ભીક્ષા દેને મારી માવડી.

## લાવણી.

જગત જંજાળમાં નહીં માલંક માનો સંતો સાર,

નારી નેહ હું દુર કરી કે, રટો હરિ નીરધાર;

ધન દોલત ઔર માયા મેં તુમ, કુછ્છ નહીં રખના પ્યાર

ઐસા ત્યાગ ગુરૂકા સમેરા, પોહોંચે વઇકુંઠ દ્વાર;

દેખો ભરથરી રાજા કેસા, હુવા નારી બીચ ખુવાર.

અંતે જોગી બનકે સંતો, આયા ગુરૂકી લાર,

ઉસ માફક હે સાર ઉસમે, કેતા હું આ વાર;

લુબ્ધ ન હો તુમ નારી જાતમે, આજ્ઞા ઉઠાવો યાર.

## રાગ ગોપીચંદ લડકા

હે ભીક્ષા મૈયા જોગી ઉભો છે તુજ બારણે;
મમ પ્યારા રાજા જોગી થયા કોને કારણે.
માઈ માઈ શું મુખથી બોલો, પ્રીતમ પ્રાણ આધાર.
હાયહાય શા કારણે આપે, ભેખ લીધો આ વારરે. ટેક
લેખ લખેલ વિધાત્રી મૈયા, કહું છું તારી પાસ.
કપટી નાર પીંગલાને માટે થયો જોગી મન ખાસરે; હે
પીંગલાએ બત્રી ૧૨ કર્યા તેમાં, મુને તજો નહીં નાથ;
કોના આધારે હું દિવસ ગુજારૂં આવું તમારી સાથરે. મમ
હું તો જોગી અવધુત મૈયા, સાથ ન તારૂં કામ;
મોહ મારામાંથી દુર કરીને, રટ તું શંકર નામરે.
બાળપણામાં દઈ રંડાપો, જાઓછો પ્રાણાધાર,
ઝુરી ઝુરી તમ વીના મમારા, જાશે મમ પ્રાણ નીરાધારરે
કલ્પાંત મૈયા દુર કરીને, ભીક્ષા મુજને આપ.
નહીંતર આપું પ્રાણ હું તુજને, થશે ઘણો પરીતાપરે. મમ

## રાગ કેમ ઓત્ર મા।

પ્રાણનાથ આ શો કેર કીધોરે, બાળ પણામાં દગો દીધો.
વાંક શું દીઠો આપ અમારોરે, દયા લાવીને ભેખ ઉતારો.
પીંગલાએ કુડું કામ કીધું રે, કુળને અત્યંત કલંક એણે દીધું
ભગવા વસ્ત્ર ઉતારો સ્વામી મારારે, જીવ ઘાત કરૂં આ વાર
જોગી રૂપ જોઇને તમારૂં રે, ભડકે મન બળે છે આજ મારૂં

આ કરીને ભેખ ઉતારોરે, મારી વીનંતી આપ સ્વીકારો.

રાગ ઓધવજીના.

૨ દરી શું ગયો પીતાજી આસમે રડીરડીને મરશે આતગ બાળ
તુ મરી ગઇ હાય મુને મુકી અરે ભાગ્ય પીતાજી લેશો મુજ સંભા
ળ શું વિચારી તું મારી વેરણ થઇ નસીબમાંશું લખીયા બુરાલેખ
કર્મ શંયોગે આવું સંકટ પડયું મુજને લઇને ચાલ્યા પુજ્ય પીતાજી
ભેખજો કેરૂ

રાગ જફાઓ સીતમકો.

અરે પુત્રી મારી ન દીલગીર થા,
પહો છોડી મારો મેરેલ માતુની;
પીતા હું નથી તારો માન અરે
આતો જોગી બાવો જંગલમાં ફરે.
માટે પુત્રી વિલાપ તું બંધ રાખ,
પરાત્મા વિભુ નામ તું મુખ ભાખ;
પ્રધાન ને મે શીખ દીધી ઘણી,
ખબર લેશે પ્યારી બાલે તુજ તણી.

રાગ કોઇ સુનોમેરી બાત

પીતા વદો વાણી શું મુખ, ૧
અરે હાય હુંતો કોને કહીશ દુઃખ હાય હાય હાયરે પીતા
બાળ પણામા થયો છે, મારી માતુનો વિજોગ;
વળી જાઓ છો આપ આ વખતે

કરી મારો વિજોગ. હાય હાય હાયરે

પુત્રી અરજ આ દિલમાં માની, ભેખ ઉતારો તાત,

વચન મારૂ રહો માન્ય કરીને

નહીં તો કરૂં દેહ ઘાત હાય હાય હાયરે પીતા

રાગ ગજલ

અરે હારે મુને છોડી પીતા નહીં જાઓ,

ભેખ ઉતારી મને આનંદ કરાઓ ટેક

આપ બાળાને જાવું કયાં રહયું.

તે મુજને બતલાઓ

આવા ઓશંગી જાવું હેય તો

મુજને ધરતી મા સમાઓ અરે.

રાગ જય અંતે થશે

સુજ્ઞ સદ ગ્રહસ્થો ખેલ બજાવ્યો આજ અમો ટેક

ખોડ ખમી દોશ હોય કશો, અર્ધ જનો માફી આપશો.

એવી આશ રાખીએ ખાશ, નેક સભા જનો ખેલ.

હાથ જોડી રજા માગી છે. આપ આપ સ્થળે બીરાજીએ

આગર ખેલે આવશો પેલે સરસ જોઇ સમો ખેલ

સમાપ્ત